# सज्जनता मेळववाना साधन.

છપાવી પ્રસીદ્ધ કરનાર.


શુ. વોહોરા અબદુલહુસેન આદમ

[illegible] ના. ડા. માણેકલાલ નાથાભાઈ

મુ. ભાવનગર.





अमदाबाद.

પ્રકાશ પ્રેસમાં બુલાખીદાસ નારણદાસે

છાપ્યું. સંવત ૧૯૪૧ સને ૧૮૮૫

કીમત ૨ આના

# सज्जनता मेळववाना साधन.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

ખુ. વોહોરા અબદુલહુસેન આદમજી તા. ઠા. માણેક લાલ નાથાભાઈ. ભાવનગર.

अमदावाद.

પાનકોરને નાકે રાણકોડ પરભુના મકાનમાં સત્યપ્રકાસપ્રેસમાં બુલાખી દાસ નારણદાસે છાપ્યાં સંવત ૧૯૪૧ સને ૧૮૮૫ કીમત ૨ આના

# अर्पण पत्रीका.



## શા. શા. વડીલ ભાઈ જમનાદાસ
## ભગવાનદાસ ની'કુપની.

સ્નેહના રૂપથી બંધાએલા અંતઃકરણની નીશાની બતાવવા ખાતર તેમજ આપજનો યોગી પુસ્તકો પ્રસિધ્ધ કરી આ આધુનીક કાળમાં જે દેશ સુધારાનુ કામ બજાવો છો તેને માટે હું આપનો ઉપકાર માનતાં આ પુસ્તક સાથે આપનુ નામ જોડવા ઉચ્ચીત ધારી આ ગ્રંથ તમોને અર્પણ કરૂં છું તે કૃપા કરી સ્વીકારશો એજ

**લી. માણેકલાલ નાથાભાઈ**

## છપ્પો.

સજ્જનતા ગુણ સરસ, મળે નહીં ખરચે મૂલે;
શિખવ્યાથી ન શિખાય, નથી ફળતો કે ફૂલે;
વિચરે દેશ વિદેશ, વેશ જીવમાં નહીં નમે;
પવિત્ર તિર્થ પ્રવેશ, કિધે પણ કોઈ ન પામે;
કદી પ્રગટે નહીં દલપત કહે, ઘર ઘર અથડાએ ઘણું;
ઇશ્વર કૃપાથી ઉપજે, પુરૂષ વિષે સજ્જન પણું. ૧

યથાર્થ છે. સજ્જન થવાને માટે કાંઇ શરીર શણગારવાની કે ડાહી ડાહી વાતો કરવાની કે મોટી મોટી સભાઓમાં જવાની યા ખરાખોટા પ્રપંચ કરવાની જરૂર નથી, કેમકે જ્યાં સુધી તમારા મલીન અંતઃકરણમાં સુવિચારે વાસો કરેલો નથી ત્યાં સુધી એ તમારો તમામ ખોટો ડોળ તે સોનાના પ્યાલામાં ઝેર ભર્યા બરોબર છે. ત્યાં સુધી તમારી તમામ ચાતુરીને વિદ્યા તે નકામીજ છે, પછી તમને સારો સંગ થયો હોય તો પણ શું ? યા ન મળ્યો હોય તો પણ શું ? કોઇ પૂછશે કે મહા ગુણોથી ભરેલ જે વિદ્યા તેનો વાસો થતાં સુવિચાર તેના હૃદયમાં વાસો કર્યા વિના કેમ રહે ? તેતો ખરૂં છે પણ વિદ્યાનો વધારો તેજ બુદ્ધિનો વધારો એમ માનવું કેટલેક દરજ્જે ગેરવાજબી છે, કેમકે વિદ્યા ભણી તેને જ્યાં સુધી અનુભવી નથી ત્યાં સુધી તે ભણતર તદ્દન નકામુંજ છે. વળી કેટલાએક વખત જે વિદ્યા સુખના હિંડોળામાં સુવાડનાર છે, તેજ આપણને દુઃખ

# सज्जनता मेळववाना साधन*

—=⊰❀⊱=—

સર્વ પ્રાણીઓથી મનુષ્ય પ્રાણીમાં બુદ્ધિ રૂપી અમુલ્ય રત્નની જગતકર્ત્તા મહાન પિતા તરફથી તેની મંગળ ભાવના એ વિશેષ બક્ષીસ થએલી છે. આ બુદ્ધિ રૂપી અમુલ્ય રત્ન પ્રભાવે માણસો સર્વ પ્રાણીઓપર સર્વોત્તમ સત્તા ભોગવે છે, ને તેની લગામ પોતાના હાથમાં રાખી શકે છે. આહાહા !!! બુદ્ધિનો પ્રભાવ કેટલો બળવત્તર છે. તેના વડે જે કામ કરવું ઘણુંજ દોહલું તથા જેને વિષે સ્વપ્નામાં પણ વિચાર નહીં આવેલો તેવાં કામો પણ થઇ શકે છે. હવે આવી ઉત્તમ ચીજ જે બુદ્ધિ તેને વધારવાને વાસ્તે માણસોએ શાશા ઉપાયો યોજવા જોઇએ ? માત્ર સત્સંગને સુવિદ્યા જો આ બે ગુણોની ખામી વિશેષ રહી હોય તો નક્કી કુસંગનો ને વહેમનો વધારો થાયજ, ને તે બુદ્ધિના વિશેષ પણાને મટાડી સારા સારના વિચાર ભ્રષ્ટ કરાવે. ને કિર્તિને કલંક રૂપી કાજળથી કાળો ડાઘ લગાડે. આના દાખલા આપણને આ સંસારમાંથી જેટલા જોઇએ તેટલા મળી આવશે, એમાં તો શક નથી. પરંતુ માણસમાં સજ્જન પણું આવવું અતિ દુર્લભ છે કેમકે માત્ર સત્સંગને સુવિદ્યા મળી એટલે સજ્જન થઇ ચુક્યો એમ માનવું એ તદન ગેરવાજબી છે. જુઓ કે તે વિષે આપણા પ્રખ્યાત કવિ દલપતરામ પણ લખે છે કે.

દાયક રસ્તે દોરી જાયછે, આના દાખલા પણ આપણા હા
લના ફરતા જુવાનોમાંથી જેટલા જોઇએ તેટલા મળવાને
કઠણ પડનાર નથી.

હવે આ ઉપરથી આપને એમતો ભાસ્યું હશે કે સુ-
જીવન પણું મેળવવાને માટે કાંઇ એકલા વિદ્યાને સુસંગનીજ
જરૂર છે એમ નહીં. પણ બીજા કેટલાક ગુણોની
પણ પુરે પુરી આવશ્યકતા છે. તો તે ગુણો કયા કયા?

૧ આપણે દરેક વખતે ને દરેક કામ કરતી વેળા
ઇશ્વર ઉપર દ્રઢ આસ્થા રાખવી ને તેની બીકથી ચાલવું.
કેમકે તે પેદા કરનાર તથા જગત તંત્ર ચલાવનાર મહાન
પિતાની જ્યારે આપણે બીક ન રાખતાં મરજી મુજબ આ-
ચરણ આચરીએ ત્યારે એકતો નાસ્તિક પણાનો મોટો
દોષ આપણે શિર ચોટે, એટલુંજ નહીં પણ એવું અઘ-
ટિત કૃતઘ્નતાનું ફળ ભારે દુઃખમાં ભોગવવું પડે. કેમકે
જ્યારથી આપણો આ અવનીમાં જન્મ થયો છે ત્યારથીજ
આપણે ઇશ્વરી નીયમ (ઇશ્વર પ્રસન્ન થાતે )માં ચાલવાને
બંધાએલાજ છીએ. છતાં પણ આ વખત યુવાની અવ-
સ્થામાં દિવાના બની કાંઇ પણ પૂર્વ સ્થિતિનો વિચાર ન
કરીએતો તે કેટલું ખોટું?

ઉગડયું તે કરમાવાનું ને જન્મ્યું તે મરવાનું એ પણ
યાદ રાખવુંજ જોઇએ. એક દિવસ આપણે સદા કાળની
લાંબી ઉંઘમાં પડનાર છીએજ, હવે જયારે આમ છે
છતાં પણ આ પાણીના પરપોટા સમ સ્વરૂપ કાળના આ-

સુખમાં આપણે આપણું ભાન ભૂલી જઈશું ને ગફલતમાં ગરકાવ થઇ રહી થોડો કાળ પણ પ્રભુ પ્રાર્થનામાં ચિત્ત વૃતિનું વલણ નહીં વાળીએ તો પછી અંતે આપણા શા હાલ થવાના? કાળે નાના અને મોટા શ્રીમંત અને ગરીબ શૂરવીર ને બીકણ એ સર્વને પોતાની ઝાળમાં પકડેલા છે, ને તે એક દીવસ આપણને પણ તેની ભયંકર ઝાળમાં આલશે, ત્યારે પછી પસ્તાવો કરવો પડશે. માટે આ અમુલખ જીવતરનું સાર્થક કરવાને અને આવો મનુષ્યાવતાર ફરી મળવો દુર્લભ છે. એમ ગણીને દરેક કામમાં ઇશ્વરની બીક રાખી વર્તવું. ને તેની ભક્તિ કરવી એ સજ્જનતા સંપાદન કરવાનું પ્રથમ સાધન છે. ઇશ્વરી નિયમ મુજબ ચાલવું એ સજ્જનતા મેળવાનો બીજો રસ્તો છે. ઇશ્વરી નિયમ દ્રઢ તેમજ મજબૂત છે, ને તેમાં એક રતિ માત્ર પણ ફેર પડતો નથી. જો કદાપી ફેર પડે તો સર્વ સ્થળે અંધાધુંધી મચી રહે. આ નિયમ તે કયો? માણસોએ નિતિથી ચાલવું. નિતિ તે આપણને સ્વર્ગનું સુખ દેખાડનાર છે, ને ધર્મ અર્થ, કામ, મોક્ષ તરફ દોરનાર જોષિકા છે. ગમે તેટલાં પુણ્ય કરો, દાન કરો, જપ કરો, તપ કરો, ને ગમે તેટલાં વ્રત કરો યા તીર્થ કરો તેમ છતાં નિતિ વિના સર્વ નિતિ દાયક છે, ને તેથી મન વાંચ્છના ફળીભૂત થઇ શકતી નથી

હવે આવી અત્યુત્તમ જે નિતિ તે કેમ મળે? તથા તે મેળવવાને સારા ઉપાયો યોજવા તો પ્રથમમાંજ સંત્ય વાક્યો

વદેલાં કેમકે

સત્ય થકી પાંડવ સગા, પામ્યા વિજય વિલાશ;
સત્યે સંપત સાંપડે, સત્ય પ્રભુ સાક્ષાત. ૧

સત્યનો મહીમા, સત્યથી થતા દુર્લભ લાભ, સત્યથી થતી શાંતી ને સત્યથી થતાં અનેક મીષ્ટ સુખો વિષે કેળવણી પામેલા સર્વ જનો થોડું યા ઘણું જાણે છે, એવું કોઈકજ પ્રાણી હશે કે જે સત્યપર પ્રેમથી ને અસત્ય પર ધિક્કારથી નહીં જોતું હોય. વ્યહવારની બાબતમાં આધુનીક સમયમાં કેટલાક પુરૂષો સત્ય કરતાં અસત્યને વધારે પ્રીય ગણે છે. પણ બીજી બાબતે જો આપણે તેની વૃતિનું વલણ તપાસીશું તો સાફ જણાઈ આવશે કે તેના સ્વાભાવીક જુસ્સાનુ ઝરણ સત્ય તરફજ વધારે વેહેતું હોય છે. બાળક જ્યારે જન્મે છે ત્યારે તેની વૃતિ સત્ય ભણીજ હોય છે. પણ જ્યારે તે પોતાની આસ પાસ અસત્યનો પ્રચાર જુએ છે ત્યારે તેના હૃદયમાં ઈશ્વર રોપીત સત્ બીજને ઊંડાં મૂળ નાંખવાને કાંઈપણ સાધન નહીં મળવાથી અંતે તે સૂકાઈ નાશ પામે છે. ને અસત્યની છાપ એટલી મજબુત પડે છે કે પછીથી તેને કાઢી મુશ્કેલ થઈ પડે છે.

ભાઈઓ સત્ય તેજ આપણું જીવન છે. તેના વડેજ આપણે દુનીયા તરી શકનાર છીએ ને તેજ આપણી પછાડે થનારની દોલત છે. એ વિશેના આપણા શાસ્ત્રોમાં ઘણાં પ્રમાણો છે સત્યનાં સુખો જેટલાં આપણી પ્રજાએ

અનુંભવ્યાં છે તેટલાં બીજી પ્રજાએ ભાગ્યેજ અનુભવ્યાં હશે. આહાહા!!! સત્યને માટે જેણે રાજ, સમૃદ્ધિ ને વૈભવનો ત્યાગ કરેલ. સગાં સહોદરને વહાલાં મિત્રનો વિયોગ પસંદ કરેલ, ને વર્ષોના વર્ષો વગડામાં પોતાની સુકોમળ ને સુશિલ સ્ત્રીઓ સાથે શિત ઉષ્ણ કે એવી બીજી કોઇ પણ જાતની દરકાર કર્યા શિવાય કાંટા અને ઝાડીઓમાં ઉઘાડે પગે ચાલવાનું પ્રીય ગણેલ અને પોતાના લાડકવાયા પુત્ર તથા પ્રાંણથી અધીક પ્યારી અર્ધાંગનાપર પણ તલવાર ઉચકવાને જેણે જરાએ આંચકો ખાધેલ નહીં. ધન્ય હેજો એવા મહારાજાઓને. અહાહા!!! આવો સત્ય પર જેનો પ્રેમ તે સદ્‌ગુણ સર્વ જગતમાં શ્રેષ્ટ હોય તેમાં શી નવાઇ!

---

સત્ય વૃતધારીપર ઇશ્વર હમેશાં પ્રસન્ન રહે છે, ને તેની રક્ષા કૃપા દ્રષ્ટિથી કરે છે. તેની પ્રાર્થના સાંભળી તેને સત્વર મદદ કરે છે. પણ અફસોસ અફસોસ!!! કે હાલમાં ઠેકાણે ઠેકાણે અસત્ય, દગા ફટકા, પ્રપંચ, લુચ્ચાઇ ને વિશ્વાસઘાત કરવામાં ઉંચ વર્ણે પણ હદ મૂકી દીધી છે. તેમાં વળી વેપારી વર્ગ તો લાલચને પ્રભાવે આંધળા ભીંત બની ગએલા દેખીએ છીએ. તેમણે અનિતિનેજ પુન્ય કરી માની છે. એ અમારો ધંધો છે, એ વિના અમારી પાઇ પણ કેમ દેખીએ? એ બાબતમાં ઇશ્વરનો અમારા પર કોપ થવાનો નથી. એમ માની બેઠેલા છે,

પણ તેઓએ સારી પેઠે યાદ રાખવું જોઇએ કે- જેમ એક વેળા એક કૂતરો મહાન ગંગા જેવી પવીત્ર નદીને કાંઠે રોટલાનો કટકો મોંમાં ઘાલી ઉભો હતો, એવામાં તેણે તે નિરમળ પાણીમાં પોતાનો પડછાયો ભાળ્યો. આથી પોતે પોતાના મનમાં ઘણોજ હરખાઈ તે રોટલાનો કટકો લેવા પોતાનું મોં ઉઘાડી નદીમાં પડ્યો. એટલે મોંમાંનો રોટલો પણ ખોયો તેમ પણ તમારા પૈસા ખોશો. માટે ભાઈઓ આ વિષે વધારે તો શું કહું પણ તમારે એટલું તો યાદ રાખવું કે—

લોભીને લજ્જા નહીં, કામીને શું કુળ,
મુઆ શ્રીકૃષ્ણ વિપ્રજે, લોભ પાપનું મૂળ.

લોભ બધા પાપનું મૂળ છે. એટલે લોભને લીધે ઘણાંજ કુકર્મો થાય છે. લોભી પુરૂષે પરમેશ્વરને તેમજ દુનીયામાં વસનાર સર્વેને ઘણાજ ઓળખામણા છે; કારણ કે તેની બુદ્ધિ દુનિયાંને કનડવાના કામમાં વપરાય છે, પણ કોઈનું ભલું કરવામાં વપરાતી નથી. લોભી માણસને લોકો જીવતા ચાપ આપે છે ને મુઆ પછવાડે રાછીપો ખતાવે છે તેવાજ વ્યભીચારીને પણ જાણવા. કેમકે સઘળા દુર્ગુણોમાં વ્યભીચાર એ અધમા અધમ છે. તેથી કરીને કેટલાક પુરૂષો, લંપટ છીનાળવા, વ્યભીચારી, એ નામ ઓળખાય છે. જે સ્ત્રિ અગર પુરૂષ લંપટ થયો તે મનુષ્ય જુતાં પણ પશુથી હલકો છે, એમ નક્કી જાણવું. ક

નાશ થયા શિવાય નિવૃત્ત થતું નથી. તે હડકાયા કૂતરાની મા-
ફક લોહી વગરનું હાડકું કરડી પોતાના દાંતમાંથી નીકળેલું
લોહી પોતે ચાટે છે, ને પોતાનું સત્વ આપ ખુશી થાયછે
આવા મનુષ્યનું શરીર જેમ કૃષ્ણ પક્ષના ચંદ્રની કળા દિ-
વસે દિવસે ક્ષીણ થતી જાય છે તેમ ક્ષીણ થાય છે, કેમકે
પોતાની વહાલી, સદા સુખ દુઃખની ભાગીદાર જે પોતાની
પરણેયત પ્રીયા તેને તજી જેમ કાગડો સરોવરનું મીઠું જળ
મૂકી સ્ત્રીના માથાપરના ઘડાપર બેસી પાણી પીએ છે,
ને તૃપ્ત થતો નથી તેમ તે પોતાની અભિ રૂચીમાં વધારો
કરે છે. જેમ મૃગ ઝાંઝવાનું મિથ્યા જળ જોઈ પોતાની તૃ
ષ્ણા છીપાવવા દોડે છે પણ થોડીવારે હારી પાછું બેસેછે,
તેમ તે પણ જેમ જેમ વિષયમાં લુબ્ધ થતો જાય છે, તેમ
તેમ પોતાની મનેચ્છાને આધીન ન રાખતાં વધારે વીલાસ
ભોગવવાને, દુનિયામાં પોતાના ગવાતી કિર્તિ તેમજ પોતાની
જાત સામું ન જોતાં ફાંફાં માર્યાં કરે છે. ને છેવટે બે હા-
થની જગત કર્ત્તા પાસે પોતાનાં કરેલાં પાપનો જવાબ દે
વાને જાયછે. ધીઃકછે, આવા લંપટ પુરૂષના જન્મારાને કે
તે જાણતાં છતાં પણ આ દુઃખ રૂપી જાળમાં પડવાને દોડે
છે. પણ અંતે તેના કેવા હાલ થાયછે, તે સુજ્ઞો તમે ત-
મારી મેળેજ વિચારો.

આપણે પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસ જો-
ઇશું તો એવા બેશુમાર દાખલા મળી આવશે કે જેણે વિ-

પય વાંચ્છનામાં પોતાનું રાજપાટ પણ ખોયું છે, ને અધમા અધમ સ્થિતિ ભોગવી છે, પણ તે બધાનું વિવેચન આ જગાએ કરીએ તો ધારેલી મુરાદ બર આણવાને વધારે વખત જોઇએ. એમ જાણીને બે બોલ સંભળાવુંછું જુઓ-

## મનહર છંદ

શંકર સુભાગી અનુરાગી, ત્યાગી ગુણ ભાગી;
ભાગી ભીલડીને જાગી; કાયાનું કરમ છે,
આરથીની કાયા દેખી, ભરમાયા છે બ્રહ્મા ડાહ્યા;
છાયા છે માયાની કેરી, છવાઇ શરમ છે.
ઈંદ્ર અહલ્યાથી લલચાયા, કાયા રેમ કીધા;
ધાયા રૂષિ ગૌતમ, ઠગાયાનો ધરમ છે;
ભીખન ભુલાયા ભાન, ડુબાયા દેવતા બંધા;
પુરાતે પસ્તાયા કરી, કામજે પરમ છે.-

### વળી

કીચક દ્રૌપદી થકી, મોહાયો મદાંધ થઇ,
ભાર્યો સેંકડો ગુમાયો, પામો દુખ દાધો છે;
છાયાહરી સિંતાનો ઉઠાયો જે રાવણ રાયો,
જાયો મૂળ કુળ નાશ, નિશ્ચય કટાયો છે;
કિષ્કિંધાનો વાળી જે, રૂપાળો બાળો નાર બંધુ;
સુગ્રિવની સાથ હેશ વેરા વરતાયો છે,
ભીખન ભામીમાં દુઃખ, મોટું વ્યભીચાર વળી
કામડતો ખારો દેહ, પાછળ પસ્તાયો છે

તેમજ વળી અર્વાચીન કાળમાં પણ જોઈએ તો કરણઘેલાએ માધવની સ્ત્રી પદ્મણીની ઇચ્છાથી આ ફળદ્રુપ અને અખૂટ દોલતથી ભરેલો ગુજરાત પ્રાંત મુસલમાનોને હાથ આપ્યો. પેશવાએ પોતાનું રાજ ખોયું વિગેરે વિગેરે અનેક દાખલાઓ મળી આવે છે. તો તે સર્વદા સિદ્ધ થાય છે કે પર સ્ત્રીની ઇચ્છા રાખનાર કદી પણ સુખી થતો નથી. એવો પુરૂષ જો રાજા હોયતો પ્રજાનું, ગુરૂ હોયતો શિષ્યનું, પુરોહિત હોયતો યજમાનનું ને શેઠ હોયતો ચાકરનું અપમાન પામે છે. તે આ લોકમાં તથા પર લોકમાં પીડા પામે છે માટે હે મારા વડીલ ગુરૂશો તમો જો તમારા સુખમાં ને કિર્તિમાં વધારો કરવાને ચહાતા હો તો એવા લંપટ પુરૂષને અડીને પાવું નાહી નાંખજો. કેમકે તેના જેવો ખરો નીચ, ખરો પાપી ને ખરો મૂર્ખ તમને આ અવનીમાં ભાગ્યેજ મળશે ઉપર બતાવેલા વ્યભિચાર તથા લોભ દુર્ગુણ તજવાને નિતિથી ચાલવું તથા સત્ય વાક્યો વદવાં એ સજ્જનતા સંપાદન કરવાનો બીજો રસ્તો છે.

હવે સુજનપણું પ્રાપ્ત કરવાનો ત્રીજો રસ્તો દરેક કામની શરૂઆતે વિચાર કરવો તેજ છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે.

---

# अनारंभोकर्यं प्रथमबुध्धि लक्षण.

કાર્ય આરંભવાંજ વિચાર કરવો, કેમકે તેમ કરવાથી

આ ક્ષણીક દુનીયામાં આપણું નામ મહાસાગરમાં જેમ ખ ડકો ઉપર પાણીની રેશો ઘણી વાર આવી જાય છે. તો પણ તે પોતાની એંધાણી કાયમ બતાવ્યા કરે છે તેમ આ પણે પણ આ સંસારમાંથી કુચ કરી ચાલ્યા જઈએ છીએ પણ નામને કામની એંધાણી કાયમ મુકતા જઈએ છીએ હાલના જમાનામાં કેટલાક સુજાન માણસો પુંજીના, ધનવા નો ધનના, ને અમલદારો અમલના મદમાં પોતાના વિચા ર શક્તિને કાંઇ પણ હુકમ કરવામાં અથવા એવાં બીજાં કામ કરવામાં કામે લગાડતા નથી, જેથી અંતે તેઓને પ- સ્તાવું પડે છે. ભાઈઓ તમારે હમેશાં યાદ રાખવું કે કામ કરતાં વિચાર વધારે કીમતનો છે. જે માણસ લાંબો વિચાર કરતો નથી ને સાહસીકપણે જેમ મારૂઢ આવે તેમ પોતાની વિચાર શક્તિને દોડાવે છે તેની મતિ મંદ પડી જાય છે. ને જ્યારે મતીમંદ પડે છે ત્યારે તેની શોભા, આબરૂ ને હકમાં નુકશાન થાય છે, એમનો નિઃસંશય જાણવું, માટે દરેક કામ આરંભતાં પ્રથમજ વિચાર કરવો કે- આ કામ કરવું ઘટે છે કે કેમ? આ કાર્યમાં લાભ મળશે કે કેમ? આ કામ પુરૂ થશે કે નહીં? આ ત્રણે સવાલના જવાબ માં જો "હા" આવેતોજ આગળ પગલાં ભરવાંને પછી દ્ર ઢતા રાખી સાફલ્ય પણું મેળવવું. કેમકે ઉત્તમ પુરૂષો તેને જ જાણવો કે જે

## वसंततलका वृत.

प्रारभ्यतेनखलुविन्घभयेननीचैः
प्रारभ्यविन्घविहताविरमन्तिमध्या
विन्घेपुनःपुनरपप्रीतिहन्यमाना
प्रारब्धमुत्तमजनानपरित्यजन्ती.

## भावार्थ अेजवृतमां.

કે કામ નીચ જન વિઘ્ન ભયે ન માંડે,
થાતાંજ વિઘ્ન જન મધ્યમ છેક છાંડે,
આવે ફરી ફરી અતિશય વિઘ્ન આડે,
તોય તજે ન જન ઉત્તમ કોઈ દાડે. ૧

( ટાઈટલ પેજ આર્ય સુબોધક. )

ઘડીકમાં કામ કરવાનો વિચાર કરવો ને ઘડીકમાં પાછું લજ્જાથી બીવું. વળી ઘડીકમાં નહીં નહીં, એક વખત તો ફતેહ પામવું એમ ધારી આગળ ચાલવું, પણ પાછી અપકિર્તિ થશે તો? એમ ધારી બંધ કરવું. એમ ડગમગનું મન રાખવું નહીં એ સુજન પણું પ્રાપ્ત કરવાનો ત્રીજો રસ્તો છે.

૪ સારી સંગત રાખવી એ સજ્જનતા મેળવવાનો ચોથો રસ્તો છે. સંગતનું બળ અથાગ છે. સત્યસંગથી કૃત્યાકૃત્યનું ભાન આવે છે, હિતા હિતનું જ્ઞાન થાય છે.

ને તેથીજ શારીરક શક્તિને મર્યાદામાં રાખી બ્રહ્મચર્યપીત સદ્ગુણો તે સારી રીતે મરજી મુજબ ચલાવી શકાય છે. સત્સંગથીજ માન વધેછે. ને પાપ ઘટે છે, સત્સંગથીજ પરમેશ્વરી નિયમ મુજબ ચાલવાનું બને છે. સત્પસંગનો પ્રભાવ કેટલો બળવત્ત છે. એક વખત સત્સંગને પ્રભાવેજ એક નિચ કીટ નીચેની વાત મુજબ ઈંદ્રના શીરપર બિ-રાજવાને શકતી માન થયો હતો.

એક વખત અષાડ માસમાં જ્યારે સુર્ય પશ્ચિમ બ-ણી પોતાના ભવ્ય લાલ કિરણોથી પ્રકાશ કરી રહેલ ને જે વખતે વગડાના મુસાફરો પાસેના ગામમાં પહોંચવાને તથા ગાયો પોતાના વાછરડાને મળવાને ત્વરાથી દોડતી હતી ને કરીયાત માણસો નોકરીથી કંટાળીને વિશ્રાંતી લેવાને અ-ને શરીરને આરોગ્ય રાખવાને પોતાના સઃમિત્રોથી સુંદર વાડીયોની અંદર ખુશીના ટપ્પા મારતા હતા. જે વખતે પતિને પરમેશ્વર માની પુજનારી સતિ સ્ત્રીઓ હવી. પીયુને આવવાની તક જાણી પોતાનું કામ ઝડાંથી કરતી ને કેટલીક દાંભીક ધર્માંધ સ્ત્રીઓ પોતાના લાલજીના દ-ર્શન કરી મોક્ષ મેળવવાને પોતાના શરીરને શૃંગારી હળવે હળવે દીલ મરોડતી ને રસ્તે ચાલનાર માણસોને કામ કટાક્ષ મારતી ને પોતાની સખીઓની સાથે પોતાની બહાદુરી ગા-તી, દેરાંમાં જઇ જે! જે! શબ્દો પોકારતી મરદોના ટોળામાં પડી આબરૂ લુંટાવતી હતી. એવે વખતે એક મધુકર પા-

સેના એક વિશાળ સુંદર પાળથી બાંધેલ, ને રળીયામણી બેઠકાથી શોભિતા તળાવના નિર્મળ નિરમાં ઉગેલાં સુગંધી કમળનાં પુષ્પમાં આખોદી ગણગણાટ કરતો કોઇ ખુખડ રાંડના એકઠા કરી રાખેલા છાંણના ઢગલા પાસેથી જતો હતો. એવે વખતે તે માંહેનો ગેંગો ધીમે શબ્દે બોલ્યો કે- અરેરે !!! આ દુઃખ મારે હજુ કેટલી મુદત ભોગવવાનું હશે? મને અહીં જેમ જેમ વધારે વખત થતો જાય છે તેમ તેમ દુઃખમાં ઉમેરો થાય છે. આ શબ્દ પેલા ઉડતા આનંદીને ઉદ્યોગી મધુકરના સાંભળવામાં આવતાંજ તે પોતાની આસપાસ જોવા લાગ્યો. તો પોતાના જેવીજ પાંખવાળા ગેંગાને ભાળ્યો. તેને જોઇને કહેવા લાગ્યો, કેવું આશ્ચર્ય!!! તારે મારા સરખી પાંખ છે, ને ઉડતાં આવડે છે, તો પણ આવી દુર્ગંધી જગમાં બેશી રહે છે ને દુઃખના પોકાર કરે છે. આ જોઇને મને તારાપર ઘણીજ દયા આવે છે, પણ આ વખત હું તારા દુઃખમાં ભાગ લેનાર થઇ શકું તેમ નથી જો તારી મરજી હશે તો આવતી કાલે પ્રાતઃકાળમાં એટલે જે વખતે સુર્ય પોતાની સર્વ કળાથી પુર્વદિશામાં પ્રકાશ થશે. ને નાંનાં પ્રકારનાં વૃક્ષો જેવાં કે આંબા, આંબલી, આસોપાલવ, પીપળા, લીમડા વીગરે અનેક ઝાડોની ઘટાઓમાં રાતને વખતે સંતાઇ રહેલાં પક્ષીઓ આનંદીત સ્વરે પોતાનાં વિખુટાં પડેલાં બચ્ચાંઓને સાદ કરી બોલાવતા હશે, તથા ભક્ત જનો કંચન જેવા

સ્ફુરણ અને તાળ પાણીમાં સ્નાન કરી ઇશ્વરના ઉપકાર ગાતા ગાતા ને નાસ્તિક જનને શિખામણના ચાબખા મારતા પોતના આશ્રમ પ્રત્યે જતા હશે. એવે વખતે હું આ રસ્તે થી મહાન સરોવરના નિર્મળ નીરમાં ઉગેલાં. ને સુર્ય સામું વિકાશીને જોનારા સરસ સુગંધી વાળાં જે કમળનાં પુષ્પ તેની બહાર તને બતાવવા માગું સાથે જો તું આવવાને ખુ. શી હશે તો તેડી જઇશ. જેમાં કે મારો હમેશનો વાસ છે. આવાં વિનય વચન સાંભળીને ને નવી જગા જોવાની અભિલાષે ગેંગાએ પોતાના આ નવા મિત્રોને ઘણીજ ખુશી, દેખાડીને કરાવેલ વખતે આવવાને કબુલાત આપી. બીજે દીવસે તે સુંદર પાંખવાળો ભમરો પોતાની કબૂલત મુજબ પેલા ગેંગાને સાથે લઇ પાણી ઉપર ઝુમી રહેલ અનેક કમળને વિકાશનો તળાવની મધ્ય જગાએ જઇ પોતાના નવા મિત્રને કહેવા લાગ્યો. તું હવે અહીં બેસ, ને આ સુંદર પુષ્પનો મધુરો રસ પી. પણ સૂર્ય અસ્ત થવાને વખતે ચેતીને ઉડી જજે, કેમકે નહીતો આખી રાત કમળ બંધ રહે છે, માટે મુંઝાવુ પડશે. આવી રીતે ચેતવણી આપી પોતે બીજા કમળમાં જઇ બેઠો ને જ્યારે સૂર્ય પોતાની ઉતાવળતાને પાછી એચી રહેવા આવ્યો ત્યારે પોતાની હમેશની રીત મુજબ ચેતીને ઉડી ગયો, પણ પેલો ગેંગાનો સુખના બેટમાં લીન થઇ ગયો કે કમળ બીડાઇ ગયું, રાત દીવાએ પોતનો કાંઇ મદ ચોતરફ પાડેલો કર્યો, વાય

વરૂ, રીંછ વીગરે જંગલાઉ ફાડી ખાનારા જનાવરો ભુંખ પાંખે પોતાના શિકારને પકડવા માટે ચોતર્ફ ફાટી ગર્જના કરતા ફરવા લાગ્યા, ને હરામી લોકો નિંદ્રાધીન પડેલા માણસોની સખત મેહેનતે મળવેલું દ્રવ્ય ખેંચી લેવાને ચોતરફ ફાંફાં મારવા લાગ્યા, તો પણ પોતાના સંબંધીનું કહેલું વ-ચનતો ભિસ્મીજ મળે. એવે વખતે સ્વર્ગમાં વસનાર દૂતોને માટે એક વેગાન લઇ એક દૂત કમળ લેવાને આવ્યો ને ઉતાવળથી કેટલાંક કમળ તુટ્યાં લઇ સર્વ શક્તિ માન મહાન પિતા બ્રહ્માને આપ્યાં, તેણે તે માંહેનાં કેટલાક ઈંદ્ર ને કેટલાંક વિષ્ણુંને ને કેટલાક શિવજે આપ્યાં. તેમાં પેલું ભેંસા વાળું કમળ શિવને માથે ઊંચું બાંધવામાં આવ્યું. એ કામ.દય થતાંજ કમળ વિકાશમાન થયું ને તેની અંદરનો ભેંસો શીવજીના ખોળામાં પડ્યો. જેને જોઇએ તે દયાળુ પિતાએ પોતાના ત્રીકાળ જ્ઞાનથી જોઇ, ખુશી થઇ, અક્ષય સુખ આપી જન્મ મરણના દુઃખમાંથી મુક્ત કર્યો.

સુણો તમે તમારી જીંદગીમાં સુખ મેળવવાને ચહાતા હો તો કોઇ પણ માણસની ભિલાઇ કરતા અગાઉ સાચી પેરે વિચાર કરશો. કેમકે દુનીઆમાં

## છપ્પો.

તરૂવરનો નહીં ત્યાગ, ભાગ્યથી સુરતરૂ મીઠ
હિરા મળે હજાર, કોહિનુર છેકજ છૂટે,
બગલાં બાઝ્યું કરોડ, હંસતો ન મળે હળવો;

સંમળા મળે અસંખ્ય, ગરૂડ મહિમા ક્યાં મળશે,
જનતો ખડું જડશે જગતમાં; તન તાપ ન તેથી ટળે;
દિલ સત્ય પણે દલપત કહે, માહા ભાગ્ય સજ્જન મળે ૧

આહાહા!! કવિતા આ બોધ લાયક દરેક વાક્યને કેટલું માન આપવું જોઇએ, ખરે ખર દુનીયામાં મિત્ર થનારનો ખોટ નથી. પણ આપણે સુખે સુખી ને દુઃખે દુઃખી થનાર, યોગ શીખામણ આપનાર, નિતિનો રસ્તો બતાવનાર, ને મધુ વા ક્યો વદતાં શીખવનાર સહૃ મિત્રો તો થોડાજ મળશે

ભાઈઓ હવે સુજ્જનના મેળવવાનો પાંચમો રસ્તો વિવેકજ છે. વિવેક એટલે જેને જે રીતે ઘટે તે રીતે માન આપવું. મર્યાદાથી બોલવું તથા ચાલવું તેજ છે શ્રોતા જનો સો સારી રીતે જાણો છો કે

રાત્રી શોભે રૂપ થકી, નિશા ચંદ્રથી નેહ;
વિદ્યા તેજ વિવેકથી, સકળ શોભશે શેહ— ૧

વિદ્યાનું આભુષણ વિવેક છે. જો વિદ્યા સંપાદન કરી પણ વિવેકના ગુણ ન જાણ્યા તો તેને જેમ નાગાને ઘરેણાં શોભતાં નથી તેમ વિદ્યા શોભતી નથી. આ વિષે વધારેતો શું કહેવું કેમકે સૌ કોઇ પોતાના મનમાં સારી રીતે સમજે છે કે દુનીયામાં વસનાર મનુષ્યને દુખના દરિયામાંથી બચાવનાર તે "નાવ" છે. આ વિશે કોઇ વેળા એક યુવાન છોકરાએ એક વૃદ્ધ વિદ્વાનને પુછ્યું કે ભાઇ યુવાન લોકોના હકમાં કઇ કઇ ચીજો ભલી છે.

ત્યારે તેણે જવાપ દીધો જે અદબ ને ? બમનું થ્યું. આ વેળા તેજ પુત્રાને ફરીથી સ્વાલ પુછ્યો કે-અદબ રાખવાને શા ઉપાય યોજવાં? ત્યારે તે વિદ્વાને પછીજ ગંભીરાઇથી જવાબ દીધો કે પ્રથમતો જીભને વશ રાખવી, ને આપણા બાલને આપણાં છોકરાં જેવાં ગણવાં યથાર્થ છે. જીભ જંગલી જનાવર છે. જો તે કબજામાં રહે તો આપણો બચાવ કરે. ને નહીંતો તેજ આપણા કડકા કરાવે. જુઓઃ

જીભ થકી વિભીક્ષણે, રૂડું કીધું રાજ,
રાવણ જીભે રોળીઓ, જીભ સજાવે સાજ. ૧

જો તેને કબજામાં રાખીએ તો ખરેખર સુઘડ લોકોની પ્રીતિ કરે, આપણા બુરા શત્રુને મિત્ર બનાવે ને તેના અંતઃકરણમાં આપણું સારૂ જોવાની ક્ષુધા પ્રાપ્ત કરે ઘણી વખત આપણો પ્રાણ બચાવે ગએલો માલ પછો અપાવે, સ્વાદીષ્ટ ભોજન કરાવે, મોટી મોટી સભાઓમાં કે રાજદરબારમાં માન અપાવે. વિકટ કામ જલદી પાર પાડીઆપે, ને આ લોકમાં તેમજ પરલોકમાં સુખરૂપી પર્વતના શિખર પર બેસાડે. પણ તેજ જીભને જો આપણે આપણા કબજામાં ન રાખતાં તેની મરજી મુજબ ચાલવાને છૂટી મૂકીએ તો જેમ ઘોડા લગામ હાથમાં નહીં રાખવાથી ઉપર બેઠેલા સ્વારને થોડીજ વારમાં જમીન દોસ્ત કરવાને ચૂકતો નથી, તેમતે આપણી કિર્ત્તિ, કૂળ, ધર્મ, સત્ય, સદા ચરણ, સુખ, વિગેરેને નીચે નમાડવાને વીલંબ કરતી નથી. કેમકે

તે આપણા મિત્રપણી તેમજ પ્રમાણીક, ભલા ને માયાળુ મિત્રના અંતઃકરણમાં દ્વેષ ઉત્પન્ન કરાવે. સગાં સબંધીને સુજનજન લોકમાં ટંટો કરાવે, બીજાની ગુપ્ત વાત પ્રસીદ્ધ કરાવી તેનો અવિશ્વાસ વોહોરાવી ઘભરાવે પોતાનું હિત અહિત ન સમજતાં તે સાચું જૂઠું બોલાવી કનિષ્ટને નિચ્ચસ્થિતિ ને પહોંચાડી આપણી સૂકિર્તિ ને કાળજના કરતાં પણ કાળો ડાઘ લગાડાવશે, કે જે જન્મ પર્યંત પણ જવાનો નહીં. ટુંકામાં એટલુંજ કે આપણું જોર નરમ પાડી આ પછી આવારા ગી દોરી કાપશે.

આવી સુખ તથા દુઃખને અપાવનાર જીભને આપણે આપણા કબજામાં રાખવી. એ આપણી પ્રથમ ફરજ છે. કેમકે માણસનો તમામ સ્વભાવ તથા સુજનજનતાનો આધાર તેના પર છે. વળી જે માણસની જીભ ખરાબ હશે તે પછી ભલે તેનો વિદ્વાન, કૃપવાન, રૂપવાન કે દ્રવ્યવાન હશેતો પણ લોકો તેને ફિટકાર આપશે. હાલમાં કેટલાક યુવાન મદના ધન મદના કે અમલ મદના અમલદારો પોતાની જીભને જરા પણ ન બોલવાના બોધ બોલે છે, ને તેથી સામાના મન પર થતી અસરપર જરા પણ લક્ષ આપતા નથી. પણ તેઓએ સમજવું જોઈએ કે "કુમળુ ઝાડ જેમ નમાવીએ તેમ નમે." તે મુજબ જો મૂળથીજ નમ્ર બોલતાં શીખીએતો આગળપર લાભ દાયક થાયજ. પણ તે મોટપણું પામ્યા પછી તો આપણા પ્રખ્યાત કવિ દલપતરામભાઈના

બાપ વચન ઈંક ખ (પડી રેત તેજો ટગે કેમ ટાળી) તે કાયમ રહે છે. માટે ધીર પુરૂષે હમેશાં સત્ય પણે મીઠું, હિતકર્તા, ને પ્રીય વચન બોલતાં શીખવું જોઈએ કેમકે તેમ કરવાથી આપણાં સગા વહાલાં, મિત્ર, ભાઈભાંડુ, ચાકર કે આશ્રિત પણ આપણું કામ સારૂ કરવાને ઉત્સાહ પામશેજ. પણ જો કોઈ કામ કરવાને આપણે કઠોર શબ્દ વાપરશું તો સામાનું દિલ દુખાવાથી આપણું કામ બગાડી આવણા હુકમનું તેરવાજવાને તે આપણાપર તલપી રહેશે, ને તેમાંથી ફળતો એજ નિકળવાનું કે, આપણી કિર્તિને કાળો ડાઘ લાગવાનો આવાજ કારણથી પ્રખ્યાત કવિ તુળશીદાસ કહેછે કે.

તુલશી ઉનકા કોન ગત; બોલત બિન બિચાર
કપટ પરાઇ આતમા, કરી જીભ્યા તરવાર—

જીભથીજ માણસો શાંતપણે દુનીયાનો વહેવાર ચલાવી શકે છે. તે તેજ જીભથી સામા સામી લડાયો હોય છે, લોહીની નદીઓ ચાલે છે ને જે શહેરો લક્ષ્મીથી ભરપૂર, બોહોળાં વેપાર વાળાં, તરેહ તરેહના શણગારોથી સોભામણાં, કે દિપ્યમાન ઇમારતોથી ભરેલાં, ને ખીચો ખીચ વસ્તી વાળાં પણ ઉજડ વસ્તી વગરના ખાવા વાય તેવાં થઇ પડેલાં છે. માટે સમજુ માણસોએ જીભને પોતાના કબજામાં રાખી કોઇની નિંદા ન કરવી, ચાડી ન ખાવી, જુઠું ન બોલવું, ખોટી સલાહ ન આપવી, ને કડુ ભાષણ ન વદવું. કેમકે તેમ કરવાથીજ પરમ કૃપાળુ મહાન પિતાનો આપણા

પર ખાર વધશે એટલુંજ નહીં પણ સર્વ માણસોમાં આ-પણે શ્રેષ્ટ ગણાઇ આપણું નામ અમર કરી શકશું.

મહેરબાનો—આ વિષે જેટલું બોલાય તેટલું થોડું છે. તો પણ યથા મતિ મુજબ મુખ્ય મુખ્ય ગુણ માંહેલા થોડાક ગુણોનું વિવેચન કર્યું છે. માટે જો તમારાથી તે મુજબ ચાલવાનું બનશે તો કોમળતા, સુચીતા, સરળતા, ગંભીર્યતા, નમ્રતા, દયા, શાંતી, પ્રીતી, ધૈર્યતા, સંતોષ, શૌર્યતા, વીગરે ગુણો તમારામાં વાસો કરશે એટલે તમે આ અવનીમાં મનુષ્ય છતાં ઈંદ્રના સમ ઓપશો ને પુજાશો. કેમકે તેના અંગમાં જે ઉત્તમ ઉત્તમ ગુણો છે તે તમારા માં વાસો કરશે- ( તથાસ્તુ )



## સજ્જનનાલક્ષણ.

શીખરણીછંદ

કરે ધ્યારાં કામો, દ્રઢ મન થકી જે દિન તણી;
ઉદારી આભારી, સરસ રસ શોધે કસ ઘણી;
અતિ ઉત્કંઠા, દિન જન તણી દાઝ સુણી;
મણી શાધું માટી, સજ્જન નિજ તે લક્ષણ તણી. ૧
સજે સારી વિદ્યા, ચતુર થઈને ચિત્તજ હરે;
મનો હારી બાજુ, ઉદય મય સ્તાને પરવરે;
કૃપા શાખી કેવાં, વિનય મય શબ્દો શુભ ભણી;

મણી શોધું મોટી, સજ્જન નિજ તે લક્ષણ તણી. ૨
વળી ઓળી ખાણો, ગુણી જન તણી જે ગતિ મહે;
મહાત્માજી મોટા, સરવ દુનીયામાં સુખ સહે;
રૂડાં એ છે રત્નો, ખલકપર ઓાપી ચિત્તવણી।
મણી શોધું મોટી, સજ્જન નિજ તે લક્ષણ તણી. ૩
ઘણી વિદ્યા આણી, અમર પદને લાયક મળે;
કરો કિર્તિ કિલ્લો, સુજશ રસ ચુસે પગ પળે;
અહો આર્યો ખદુ. પરરા કવિ છે પારસ મણી;
મણી શોધું મોટી, સજ્જન નિજ તે લક્ષણ તણી. ૪
સદા સારો પાયો, ઉત્તમ પદ આવે શુભ માણા;
વળી વિદ્યાધારા, પુરાણ પ્યારા જગ તણા,
તમારે આધારે, ભડ ભરતખંડે દિન ઘણા;
મણી શોધું મોટી, સજ્જન નિજ તે લક્ષણ તણી. ૫
પુરો આશા પ્યારા, ભર નિધિથી આશા ખુડ તને;
પ્રવર્ને પ્રીતિમાં, વિજય જય પાન સુજશ ને,
જીવો જે સંસારી, મદદ દિનને દે અતિ ઘણી;
મણી શોધું મોટી સુજ્જન નિજ તે લક્ષણ તણી ૬
સૂણો છેલ્લી વારે, નમન મનથી વંદન પછે,
ઉદે ઈંદુ ત્યાગી, તીમર રૂપી અજ્ઞાન ખસશે,
અતિશે ઉત્સાહે, ભીખન મન આનંદજ ભણી;
મણી શોધું મોટી, સજ્જન નિજ તે લક્ષણ તણી. ૭

---

## દોહરો.

આજ ધણો આનંદનો, દિનકર ઉગ્યો આપ,
શ્રોતાજન સરવે વળી, તરફી કરજો માફ. ૧
નજરચૂક નેત્ર તણી, અને કરો ધનસાફ;
છેવટ સકળ સમાજમાં, તરફી કરજો માફ. ૨

લખનાર ભયાણી વનમાળી કેશવજી.



# અગાઉથી ઉત્તેજન આપનારા ગ્રહસ્થોના મુબારક નામની નોંધ*

| સંખ્યા. | નામ. |
|---|---|
| | જમનાદાસ ભગવાનદાસની દ્વા. મુંબઈ. |
| ૨૫ | પરશોત્તમદાસ ગીગાભાઈ. ભાવનગર. |
| ૨૫ | શા. પ્રેમચંદ હરખચંદ. શિહોર. |
| ૨૫ | શ્રુ. છગનલાલ ખીમચંદ. ભાવનગર. |
| ૧૦ | પંડ્યા. ત્રીભોવનલાલ કાશીરામ. " |
| ૧૦ | શા જીવણદાસ ધનજી. " |
| ૧૦ | ભાઈશંકર હરગોવીંદદાસ " |
| ૮ | માણેકલાલ છગનલાલ. ધાંગધ્રા. |
| ૭ | વિરમગામ કન્યાશાળાના મુખ્ય શીક્ષક. |
| ૬ | માણેકલાલ દિવાળજી. ખાખરીયા. |
| ૫ | જમનાદાસ કુબેરદાસ. ભાવનગર. |
| ૫ | ખરેમુદાસ દ્વારકાદાસ, " |
| ૫ | ઠા. નાથાભાઈ વનમાળીદાસ ઉમરગામ બંદર |
| ૫ | ઠા. મણીરામ કુબેરદાસ. ધરમપુર. |

* પાંચથી ઓછી પ્રત લેનાર ગ્રહસ્થોના નામ અમારા ઠરાવ મુજબ અમે દાખલ કરેલા નથી.

# જાહેર ખબર.

થોડા દિવસમાં મારા તરફથી નિચેનાં પુસ્તકો પ્રસિદ્ધ થવાનાં છે. માટે તે જે સાહેબોને લેવાની ઉત્કંઠા હોય તેઓએ આજથી એક માસની અંદર મને નિ ને ઠેકાણે લખી જણાવવા કૃપા કરવી, જેથી તેને અવલથી થએલા ગ્રાહક તરીકે ઓછી કીંમત લેવાય.

કાઠીયાવાડી કૌતક સંગ્રહ--ગમત સાથે જ્ઞાન આપનારા વિવિધ વાર્તાઓનો સંગ્રહ-હાલ કીંમત ૦।≈ પછીરૂ ૦॥≈ અંધાવવી દુઃખદર્શક યાને ખાડો ખોદે તે પડે—

સારા કૃત્ય કરનારનું સારૂં ને બુરૂ કરનારનું બુરૂં થાય છે તેનો આ બેહુબ ચિતાર બતાવવામાં આવશે હાલ કીંમત ૦)॥ પછીથી રૂ. ૦।

સોના રૂપાના ઢોળાવની બુક— જેમાં કે તરેહ તરેહની રીતથી દરેક ધાતુપર સોના રૂપાના ઢોળાવ ચડાવવાની કૃતિ ઘણીજ સરસ રીતે જણાવી છે જેથી તે ધંધાની માહેતી મેળવવા ઉમેદ રાખનારાઓને આ બુક મીયો અવશ્ય ખરીદ કરવા લાયક છે. કીંમત રૂ. ૦॥ પછીથી રૂ. ૦॥।

**માણેકલાલ નાથાભાઈ ભાવનગર ઠે.**
**આંડાલાલ મેઘજીની દુકાને**

# જાહેર ખબર.

મારા તરફથી બહાર પડેલી આ તેમજ બિજા દુઃખ દર્શક નાટક જેના કે કીમત ફક્ત રૂ.૦। છે તે જે સાહેબોને લેવાની ઉમેદ હોય તેઓએ નિચેને ઠેકાણે રોકડા પૈસા મોકલી મંગાવી લેવી.

ભાવનગર--ઠે. ગાંડાલાલ મેઘજીની દુકાનેથી મારી પાસે તથા બુ. અબદુલહુસેન આદમજી પાસેથી.

શિહોર--શા પ્રેમચંદ હરખચંદ. બાકડાઈ સામાન વેચનારની દુકાને.

સુરત—મંચેરજી જમસેદજી પોષ્ટવાળા નાણાવટમાં

મુંબઈ--મેતા જમનાદાસ ભગવાનની કુ. ઠે. ભુલેશ્વર

બુકસેલર પીતાંબર હીરજી.

નાથાભાઈ વનમાળીદાસ

પુર—ડો. [illegible] કુબેરદાસ તથા મણીલાલ

દાસ પાસેથી

બધા બુક લેનારાઓએ મને લખી જણાવવું.

**માણેકલાલ નાથાભાઈ ઠેકાણું ભાવનગર**

**ગાંડાલાલ મેઘજીની દુકાને.**